# અવન્તિ સુંદરી

## પ્રકરણ પહેલું.

### બે સખીઓ.

—:*:—



"મરી ગઈરે મારા નાથ"—કાનના પડદા ફાડી નાખે એવી—વજ્ર હૃદયના ગમે તેવા પુરૂષના હિંમત એકવાર ફારાણે મુકાવે એવી રાત્રિના લગભગ નવ વાગ્યાના સુમારે, **રમ્યનગરની ફીમેલટ્રેનીંગ કોલેજના કન્યાગૃહના** એક ઓરડામાંથી કારમી ચીસ સંભળાઈ

જોડા જોડની અન્ય ઓરડીઓમાં અભ્યાસ ક્રમમાં ગુંથાયેલી કન્યાઓનાં બારણાં ફટોફટ આ ચીસ સાંભળતાં ઉઘાડવાનો અવાજ સ્પષ્ટ સંભળાવા માંડ્યો અને શું છે ! કોની ચીસ ? ? ક્યાંથી સંભળાઈ ? ? ? ઉપરના શબ્દો હાંફતી હાંફતી બોલતિ કન્યાગૃહની દેખરેખ રાખનારી તથા વડી સ્ત્રી શીક્ષક **આનંદલક્ષ્મી** પોતાના ત્રીજા માળના ઓરડામાંથી બબ્બે ત્રણ ત્રણ પગથીયાં એક સપાટે ઉતરતી પવન વેગે વચલે માળે આવી પહોંચી.

પેહેલે માળે વસતી કન્યાઓના ઉપર આવવાના, ત્રીજે માળ વસતી કન્યાઓના નીચે આવવાના, અને વચલે માળ વસતી કન્યાઓના આગળથી તેમ દોડવાના અવાજથી જે કન્યાગૃહ એક ક્ષણ પહેલાં તદન શાન્ત હતું તે એકદમ સમુદ્રની પેઠે ખળભળી રહ્યું—અને હાય ? હાય? શું છે?? એમ પ્રત્યેક કન્યાના મુખ કમળમાંથી પ્રશ્નો નિકળવા માંડ્યા.

હારમી ચીસથી ગભરાઇ ગએલી આનંદલક્ષ્મીએ સર્વને એકદમ શાન્ત રહેવા ફરમાવ્યું, એક ટાંકણી પડતી પણ સંભળાય એવી સર્વ સ્થળે શાન્તિ પ્રસરી-અને તે દુ:ખોદ્ગાર ફરીથી સંભળાય તો તે ક્યાંથી આવે છે તે તે તપાસવાની ધારણાથી સર્વ શાન્ત ઉભાં.

આનંદલક્ષ્મીએ ઉભેલી યુવતિઓપર નજર ફેરવવા માંડી અને એકાએક 'ક્યાં છે અવન્તિસુંદરી?' એમ પ્રશ્ન કર્યો.

દરેકે પોતાની સહીયર સામું જોવા માંડ્યું અને ઉારના પ્રશ્નનો કોઇએ ઉત્તર આપ્યો નહિ.

સચિવિની પણ જણાતી નથી. એક બાલા બોલી ઉઠી અને દરેકની દ્રષ્ટી હવે જે ઓરડાઓમાં આયુવતિઓ રહેતી હતી તે તરફ ફરી-ઓરડાનાં બારણાં બંધ હતાં.

તુરતજ હૃદયને ધૈર્ય આપી, ત્યાં લટકતું ફાનસ હાથમાં લઇ આનંદલક્ષ્મીએ અવન્તિસુંદરી અને સચિવિનિના ઓરડા તરફ ચાલવા માંડ્યું—

માનો ન માનો પણ કાંઇ અણધાર્યો બનાવ બન્યો છે એમ ધીમે સાદે બોલતી બોલતી પાંચદસ યુવતિઓએ પણ તેની પાછળ ચાલવા માંડ્યું—

અવન્તિસુંદરી અને સચિવિનીના ઓરડાની આગળ તેઓ સર્વ આવી ઉભાં—કાન માંડી સાંભળવા પ્રયત્ન કર્યો—અંદર બધું શાન્ત હતું—છતાં અંદર દિવો બળે છે તે વાત બારણા ઉપરના કાચમાંના પ્રકાશથી જણાતી હતી.

આનંદલક્ષ્મીએ બારણાને હચમચાવ્યું-અંદરથી અવાજ નજ આવ્યો. તે વાસેલું હતું તુરતજ પોતાની પાસેની કુંચીથી આનંદલક્ષ્મીએ, બારણાને ચોદેલી કળ

ઉઘાડી—બારણું ઉઘાડયું અને અંદર પેઠી—ચાર પાંચ યુવતિઓ તેની પાછળ પાછળ ઓરડામાં ગઇ દસ પંદર બહાર ઉભી રહી અને અંદર જવા વિચાર કરતી હતી એવામાં એચાર મુખમાંથી સામટી નીકળી ગએલી કારમી ચીસથી સ્થંભિ ત્યાં સ્થિર થઇ ગઈ.

વચ્ચોવચ મુકેલા ગોળ ટેબલની પાસે કદળી સ્તંભ પડયો હોય તેમ છતાપાટ સચિવિની પડી હતી. તેની માથાની વેણુ વ્યસ્તોવ્યસ્ત થઇ ગઇ હતી. હાથમાં પહેરેલી તારોલી સોનાની બંગડી પડવા સાથે દબાણુ આવ્યાથી વાંકી વળી ગઇ હતી. કસબીકોર ચોઢેલો આછા રંગનો પોપટીઆ સાળુ લોહીથી લથડ પથડ થઇ ગયો હતો. પગનું ઝાંઝર નીકળી જઇ ગબડી ટેબલ પાસે પડેલી ખુરશીતળે પડયું હતું. કોટમાં પહેરેલી મોતીની માળા તુટી જતાં બે ચાર મોતીનીચે ગબડી પડયાં હતાં. આંખો મીચેલી હતી—ઉપરનો દેખાવ જોતાં ધ્રુજતે હાથે લોહી કયાંથી અને શાથી નીકળે છે તે જોવા આનંદલક્ષ્મીએ સ્તન તટપર આવી ગએલો સાળુનો પાલવ ઉંચો કર્યો અનેહૃદયમાં ઉંડી ઉતરી ગએલ તીક્ષ્ણ છરાનો હાથો સર્વના જોવામાં આવ્યો.

સચિવિનીના ખભા આગળ જઇ તેને અડકતાં આનંદલક્ષ્મી બોલી બ્હેન જરા ઉચકવા લાગો આપણે શબને પેલી પાટલીપર મુકીએ અનેતરતજ બે ચાર બાળાઓએ ધ્રુજતે-હાથે—થડકતે-હૃદયે યુવાન સચિવિનીના શબને પાટલી પર મુકયું.

સર્વની નજર દિવાના પ્રકાશને લીધે હવે છાતીમાં ઉંડા ઉતરી ગયેલા છરા ઉપર પડી અને શસ્ત્રને ખેંચી

કાઢી તપાસો એવો અવાજ ધીમેધીમે, આવેલી યુવતિઓના ટોળામાંથી નીકળ્યો. **આનંદલક્ષ્મી**ની હીંમતપણ આ દેખાવથી હારી ગઇ અને છરાને ખેંચી કાઢવાની દ્રઢતા તેનામાં રહી નહીં.

એક યુવતિએ ટોળામાંથી બહાર આવી છરો ખેંચી કાઢવા તેના હાથાપર હાથ મુકયો અને અન્ય તે તરફથી મોઢાં ફેરવી ઉભાં રહ્યાં. છરો ખેંચી કાઢતાંનીજ સાથે હાથમાં છરા સહિત એક કારમી ચીસ પાડી તો યુવતિ ધરણી પર ઢળી પડી.

તરતજ સર્વ કોઇ આ સાહસિક યુવતિની સરભરા કરવા તેની આસપાસ વિંટળાઇ વળ્યાં અને દશેક મિનીટમાં શીતોપચારથી તે શુદ્ધીમાં આવતાંજ તુરત ઉભી થઇ અને **આનંદલક્ષ્મી** તરફ ફરી બોલી "છરો ખેંચી કાડતાં હું શાથી બેભાન થઇ તેનું કારણ ખબર છે!

આ નવીન પ્રશ્નથી નવું રહસ્ય જાણવાના કુતુહળથી સર્વ શાન્તતાથી બોલનાર યુવતિ તરફ જોઇ રહ્યાં.

'**કમળા** તું શાથી બે ભાન થઇ ગઇ વારૂ ? **આનંદલક્ષ્મી**એ પ્રશ્ન કર્યો.

'શાથી ?? એ છરો **અવન્તિસુંદરી**નો છે અને **અવન્તિસુંદરી** અહીં નથી તેથી, **કમળા**એ ઉત્તર આપ્યો.

સચિવિનીનું શબ નિહાળતાં તેની સહાધ્યાયી અને એકઓરડામાં વસનારી **અવન્તિસુંદરી** સંબંધમાં સર્વ કોઇ વિસ્મૃત થઇ ગયાં હતાં અને તે કયાં ગઇ— અને તેનુંજ આ કૃત્ય હોય એમ ત્યાં ઉભેલાં સર્વના મનમાં કમળાના મુખકમળમાંથી નીકળેલા શબ્દે ભાન કરાવ્યું.

આ કૃત્ય કરનાર તે ના હોયતો તે શું કામ જતી રહે.? ? અથવા કાંઇ કામ પ્રસંગે બહાર ગઈ હોય તો હજુ સુધી કેમ નહિ આવી હોય ? ? વિગેરે પ્રશ્નના ખ્યાલમાં અત્યારે સર્વના હૃદયમાં અવન્તિસુંદરી રમી રહી.

" ખુની એ વખતે એને પણ મારી નાંખી હશે " બોલતી બોલતી એક બાળા પગ ધ્રુજી ઉઠવાથી નીચે બેશી ગઇ.

આનંદલક્ષ્મીનું હૃદય પણ હવે ભયથી કંપવા લાગ્યું. આખા ઘરને ખુણે ખોચરે આપણે તપાસ કરી જોઇએ, તે બોલી—અરે કોઇ જાઓ અને આપણી શાળા કમીટીના પ્રમુખને તથા તેમના માણસોને તેમના બંગલેથી એકદમ બોલાવી લાવો કારણ એકલી સ્ત્રીઓથી આ હૃદય ભેદક ભેદ શોધી શકાય તેમ નથી.

આવા પ્રસંગમાં આવેલી યુવતિઓમાંની કોઇએ આવી બીહામણી અંધારી રાત્રે પ્રમુખના બંગલા તરફ જવાને પગલું ભર્યું નહિ; અને સર્વ સ્થિર ઉભાં—કોઇથી ના જવાય તો જાઓ બે ત્રણ જણ મળી સંકટ સહાય મેળવવાના પોકાર સુચક પેલો રાક્ષસી ઘંટ વગાડો"તુરતજ આઠ નવ જણ તે તરફ દોડયાં, અને દોરી પકડી ઘંટ વગાડવો શરૂ કર્યો. રાત્રિના વખતમાં આ મહાભારત ઘંટના મોટા અવાજથી લગભગ સર્વ દીશાઓ ગાજી રહી.

કમળા અને બે ત્રણ જણાંએ મળી બારીકીથી તે અરસામાં ઓરડાની તપાસ શરૂ કરી. ધીમે ધીમે જોતાં જોતાં તેઓ પાછલા ભાગની બહારી સમીપ આવી પહોંચ્યાં, બહારી સલાબંધ ઉઘાડી હતી અને પાસેજ અવન્તિસુંદરી બેભાન અવસ્થામાં પડી હતી

"અરે આ પડી અવન્તિસુંદરી" શબ્દ સાંભળતાં આનંદલક્ષ્મી અને આઠ દસ બાળાઓ ત્યાં આવી પહોંચી. અને અવન્તિસુંદરીને ઉંચકી સર્વે દિવા પાસે લાવ્યાં.

તેના જમણા લમણા આગળ એક જખમ થયો હતો પણ તે પ્રાણ વેધક નહોતો, તે જીવતી હતી.

શીતળ પાણી વિગેરે છાંટી તેને સાવધાન કરો અને આ બાબતમાં આપણો સર્વ ગુંચવાડો દુર થશે કારણ આમાં શું ભેદ છે તે અવન્તિના મુખથીજ આપણે સાંભળીશું. 'હા કહેશે તો સાંભળીશું' કની ? કહી કમળાએ આનંદલક્ષ્મીનું ઉપલું વાક્ય સસંદેહ હૃદયે પુરૂ કર્યું.

## પ્રકરણ બીજું.

### અવન્તિ સુંદરીનું રહસ્ય.



ગત પ્રકરણમાં વર્ણવેલ. બે યુવતિઓના સંબંધમાં વાચક વૃન્દને કાંઇક વધારે જણાવવાની જરૂર છે.

સચ્ચિવિની એક ઇશ્વરી અનુપમ કારીગીરીનો ઉત્તમ નમુનો હતી. સર્વ રીતે શારિરીક સૌન્દર્યમાં ત્યાં વસતી અન્યકન્યાઓમાં પ્રથમ પદભોગવતી હતી.

તેનું કલંક રહિત ચંદ્ર સમ મુખ, નાગપાશ જેવો કેશ પાશ, કામ દેવના ધનુષ્ય સમાન ગજહર ભ્રકુટી, ચકિત હરણનાં નેત્ર સમાન આંખ્યો, અણીદાર સીધુનાક, લાલચોળ હોઠથી બનેલ નાજુક મુખ, શંખાકાર ગરદન, કમળ લતા સમબાહુ, સુવર્ણ કળશસમસ્તન, પોયણી સમ-

પેટ ગંભિર નાભી તેમાંથી નીકળની રોમાવલી, કદળીસમ જંઘા,--ટુકમાં તેનું આખુ સ્વરૂપ ભલભલા માહા મુનીને પણ કામાતુર બનાવવા પુરતુ હતું.

અવન્તિસુંદરી જોકે શારીરીક સૌન્દર્યતામાં સચિવિની કરતાં ઉતરતી હતી છતાં સ્વભાવે તે ઉદાર, ગળતાવડી પરદુખભંજન હતી. તે એક શ્રીમંત પિતાની પુત્રી હતી અને વારંવાર પોતાના પિતાના વૈભવનો લાભ પોતાની સહાધ્યાયી બેનપણીઓને આપતી.

સચિવિનીનો પિતા પણ લક્ષાધિપતી હતો પરન્તુ સટ્ટાનો વેપારી હોવાથી એક મહિને લાખ કમાતો તો બીજે મહિને બે લાખ ખોતો અર્થાત્ તેની ધન સંપતી અસ્થિત હતી.

થોડીવારમાંજ દાદરાપર બે ચાર માણસોનાં પગલાં નો અવાજ સંભળાયો અને તરતજ પાંચ સાત માણસ સાથે પ્રમુખ નવીનચંદ્રે વચલા માળની ગેલેરીમાં પ્રવેશ કર્યો.

તે લગભગ પીસતાળીસ વરસની પ્રૌઢ વયે પહોચેલો —યુનીવર્સીટીમાં પોતાના જ્ઞાન માટે અત્યંત માન પામેલો, સમર્થ વિદ્વાન હતો, આનંદ લક્ષ્મીએ ટુંકમાં તેને સરવ બીનાથી વાકેફ કર્યો અને જણાવ્યું કે સર્વે અવન્તિસુંદરી પર આ આરોપ મુકે છે.

આ વાત સાંભળતાં વિદ્વાન પ્રમુખની મતિ પણ થોડીવાર મુઢ બની ગઇ પરંતુ વિચાર કરી થોડીવારે તે બોલ્યો 'ના ના એ અસંભવિત છે.' અવન્તિસુંદરી બહુ સુશીલ છોકરી છે. સત્ય શું છે તે હમણાં જણાશે કહી તેણે સચિવિનીના માત પિતા પર તાર કર્યો અને

ટેલીફોનથી રમ્યનગરની છુપી પોલીસના પ્રખ્યાત પ્રમુખ મી. મોહનગુપ્તની મદદ માગી તુરતજ જવાબ મળ્યો કે મી. મોહનગુપ્ત કાર્યવસાત બહાર ગએલ હોવાથી આંહી આવતાં તુરતજ આપના તરફ મોકલવામાં આવશે.

બીજે દિવસે પ્હો ફાટતાંજ મી, મોહન કન્યાગ્રહમાં આવી પહોંચ્યો. નવિનચંદ્રે તેને ખરા દિલથી આવકાર આપી અથથી તે ઇતિ સુધી સર્વ બિનાથી વાકેફ કર્યો.

ત્યારે હવે હું મારા કાર્યમાં પ્રવૃન્ત થાઉ ? મી. મોહને બીના સાંભળી નવીનચંદ્રને પ્રશ્ન કર્યો.

મેહેરબાની કરી આમાં સત્ય શું છે તે એકદમ શોધી કહાડો—આ ભયંકર ભેદથી મારૂ હૃદય ભેદાય છે.

મી. મોહને તુરતજ સચિવિની અને અવન્તિસુંદરીનો ઓરડો જે બંધ રાખવામાં આવ્યો હતો તે તરફ જવા માંડયુ અને ત્યાં જઇ તેજ બારણાપર હાથ મુકી તેને ઉઘાડવા ફરમાવ્યું.

તમે શી રીતે જાણ્યું કે આજ ઓરડામાં તે બનાવ બન્યો છે આવતાં તમે કોઇ સાથે વાત ચીત કરી હતી? નવિનચંદ્રે ઓરડાનું તાળું ઉઘાડતાં ઉઘાડતાં પ્રશ્ન કર્યો.

ના સાહેબ. પણ કન્યા ગ્રહમાંપેસતાંજ મારી નજર તેનાપર પડી હતી મેહરબાની કરી હવે વધુ પ્રશ્નના પુછતાં મને મારા કાર્યમાં પ્રવૃત થવા દો ઓરડામાં બનાવ બન્યા પછી કોઇ ગયુ આવ્યું તો નથીને. ?

મારા આવતાં પહેલાં અંદર આ બધાં હતાં પણ મેં આવી તુરતજ સર્વને બહાર કાઢી તાળું માર્યું હતું. તેમના કહેવા પ્રમાણે ઓરડામાનો સરસામન કે કાંઇ પણ ચીજ તેઓએ ફેરવી નથી સર્વ જ્યાં હતું ત્યાં તેમનું તેમજછે.

કોણકોણ અંદર ગયું હતું ? મોહને પુછયું.

હું, કમળા, મહાલક્ષ્મી, અચળલક્ષ્મી, સગરથ, ચંચળ, મણીલક્ષ્મી. વિગેરે પાંચ સાત જણાં અંદર ગયાં હતાં ઉપરના પ્રશ્નનો આનંદલક્ષ્મીએ જવાબ આપ્યો.

ફિકર નહી જે ગયાં હોય તે સર્વ હું બોલાવું ત્યારે મ્હારી પાસે આવી જાણતાં હોય તે કહેજો—વારૂ બ્હેન આનંદલક્ષ્મી પ્રથમ શું બનાવ બન્યો. તે તમે મ્હને કહો.

આનંદલક્ષ્મીએ ઉપર વર્ણવેલીવાત કહી સંભળાવી અને કહ્યું કે અવન્તિ સુંદરી જે .વારંવાર બે ભાન થઇ જતી હતી તેને અમે બીજા ઓરડામાં લઇ ગયાં. થોડીવારમાં તદન શુધ્ધીમાં આવી અને બનાવ વિષે તેને સવાલ પૂછતાં એવું અશુધ્ધ ગરબડીયું બોલવા મંડી કે તે શું કહેવા માગે છે તેની કોઇને સમજણ પડી નહી —આથી બોલાવેલ ડાક્ટર સાહેબે પણ તેને વધુ સવાલ હાલ તુરતના પુછવાની આજ્ઞા કર્યાથી હમે કોઇ તેની પાસે ગયાં નહીં.

ઠીક હવે કૃપા કરી તમે સર્વ અન્ય સ્થળે જતાં રહો—મ્હને આ ઓરડામાં એકલોજ કેટલોક વખત રહેવા દો, કહી મોહને ઓરડામાં પેસી બારિણું અંદરથી વાસ્યાં.

લગભગ એક કલાક સુધી આ મહાન ગુપ્ત ચરે અંદર રહી તપાસ કરી અને તે અરસામાં અંદર તે શું કરતો હતો તેની કોઇને કાંઇ ખબર પડી નહી.

બહાર આવતાંની સાથે જે જે યુવતિઓ અંદર ગઇ હતી તેમને સર્વેને પોતાની સન્મુખ લાવવા તેણે માગણી કરી અને લગભગ વીશેક બાળાઓ આવી તેના સન્મુખ ઉભી રહી. આનંદલક્ષ્મી, પ્રમુખ મી. નવિનચંદ્ર વિગેરે પણ અંદર ગએલ હોવાથી તેમને પણ બોલાવવામાં આવ્યાં

મોહને સર્વને પોતાનો અનુભવ તથા શીશી બિના બની હતી. પોતે શું શું જોયું હતું તેનું વર્ણન કરવા કહ્યું. અને સર્વના જવાબ સાંભળતાં સંતોષ પામ્યો.

હવે વાંધો ના હોય તો મ્હને અવન્તિસુંદરીની પાસે જરા લઇ જાવ. મોહને નલિનચંદ્રને કહ્યું. અને તુરતજ તેને અવન્તિસુંદરી પાસે લઇ જવામાં આવ્યો.

અવન્તિસુંદરી એક કોચમાં ઉઘાડી આંખે ટગર ટગર જોતી, મનમાં હજારો તર્ક વિતર્ક કરતી, નીશ્વાસ નાખતી, અને પોતાની રડેલી લાલચોળ થએલી આંખો વારંવાર ચોળતી સુતી હતી. આનંદલક્ષ્મી શીવાય સરવને બહાર કાઢવામાં આવ્યાં.

બ્હેન અવન્તિસુંદરીગઇ રાત્રીએ ત્હમારા ઓરડામાં શું બનાવ બન્યો હતો તે વિષે મ્હને કહેશો? મોહને સવાલ કર્યો.

ન સમજી શકાય એવા શબ્દોમાં અવન્તિસુંદરી કાંઇક બોલી. મ્હારી સાથે ગલ્લાંતલ્લાં કરવામાં તમે નહી ફાવો. "તમે શા માટે સ્પષ્ટ નથી બોલતાં—શા માટે આ ઢોંગ કરો છો, અને તમારી સખી સચિવિનીના મારનારનું નામ ઠામ શા માટે છુપાવો છો, તે વાત જો કે આનંદલક્ષ્મીને નવાઇ જેવી લાગશે, તો પણ મ્હારાથી છાની નથી સમજ્યાં માટે વધુ વેશ ન કરતાં જે હોય તે સ્પષ્ટ કહી દો." મોહને કહ્યું.

અવન્તિસુંદરીએ પોતાના નાજુક હાથથી પોતાનું મોંઢું ઢાંકી દઇ ધ્રુસકે ધ્રુસકે રડવા માડયું.

અંહીઆંનાં સર્વ કોઇ ત્હમારાપર તે આરોપ મુકે છે છતાં હું જાણુંછું ને મ્હારી ખાતરી છે કે ત્હમો નિર્દોશ

છે. જ્યારે ખુન થયું ત્યારે ત્હમે ઓરડામાં નહોતાં પણ તુરતજ આવ્યાં, ગયાં ત્યારે ત્હમે સચિવની શીવાય અન્યને જણાવ્યા વગર ઓરડામાંથી ગયાં હતાં—તમારી પાછલી બારીએથી નીચે ઉતરી બાગમાં જવાનો રસ્તો છે, ને તે વાત તમારા બારી પાસે છુપાવેલા દોરડાના દાદરથી સાબીત થાય છે. કોઇને અંદર આવવા દેવાના ઇરાદાથી ત્હમો બહાર ગયાં હતાં. ગમે તેમ હોય પણ તે વખતે કોઇ પુરૂષ અંદર આવેલો હતો તે બાબતમાં મારી ખાત્રી છે. તે માણસ શરીરે ઉંચો હતો. કારણ તેના હાથ જ્યારે બ્હારીના કઠેડે અડકયો હતા ત્યારે ત્હેના પગ કયાં હતા તે ભીંત પર પડેલા તેના પગના નીશાનથી જણાય છે.

આ બાબતમાં ત્હમને મ્હારે વધારે કહેવાની જરૂર નથી કારણ જ્યારે હવે હું ત્હેને જોઇશ ત્યારે ઓળખી શકીશ. ત્હેને ઓળખવાનાં ઘણાં ચીન્હ મારે હાથ આવ્યાં છે, દાખલા તરીકે ત્હેની મુછ જરા ભુરાશ પડતી લીસી અને ચળકતી છે. હું ખાતરી પુર્વક કહું છું કે હું ત્હેને ઓળખી કાઢીશ અને તે માટે હમણાંજ સુરસપુર જઉં છું.

અનાયાસેજ કોલેજથી ત્રણેક માઇલ દુર આવેલા સુરસપુર ગામનું નામ મોહને દીધું હતું. અને તે ગામના નામે અવન્તિસુંદરીના મુખ પર પોતે ધારેલી અસર કરી હતી તે ત્હેને એક મીનીટમાં જ માલુમ પડી ગયું. અને ત્હેની ખાત્રી થઇ કે જે માણસ ગઇ રાત્રે ખુન કરવા ઓરડામાં આવ્યો હતો ત્હેને અવન્તિસુંદરી ઓળખે

તે સુરસપુરમાં જ રહે છે. પ્રેમની બાબતમાં

ઉપરની વાત સાંભળતાં સાંભળતાં અવન્તિસુંદરી એક ચીસ પાડી ઉઠી અને તુરતજ બે ભાન થઇ ગઇ.

આ બાબતમાં હવે ત્હેને વધારે પુછવાની જરૂર નથી કહી મોહન ઉઠ્યો અને આનંદલક્ષ્મીએ ત્હેને સ્હેજ આઘે લઇ જઇ આ સર્વ બીના ત્હેણે કેમ જાણી તે જાણવા અતિ આતુરતાથી પ્રશ્ન કર્યો.

ફક્ત એક વાળ ઉપરથીજ આ સર્વ બાબતમાં મેં જ્ઞાન મેળવ્યું. ત્હમે શું કહેવા માગોછો તે હું સમજતી નથી.

પાસેના ટેબલપર થોડુ પાણી ભરેલ પવાલું છે તે તમે જોયું હતું ?

હા,

તે પવાલાની કીનારી ઉપર માણુસની મુછનો એક વાળ ચોટેલો હતો તગારામાંનું કોઇએ પવાલાને અડકયું હોય તેમ જણાતું નથી. અને મારી ખાતરી છે કે ખુન કરનાર માણુસે તેમાંથી તેજ અરસામાં પાણી પીધું હતું.

એમ કેમ ? આનંદલક્ષ્મીએ પુછયું.

આવાં હૃદયભેદક અને મનને ઉશકેરનારાં કૃત્ય કર્યા પછી કરનારને તરત તરશ લાગે છે એ વાત સત્ય છે —ખુન કર્યા પછી માણુસોએ તાંગાકુંડીમાં—નળામાં—કે નળે તરશ મટાડવા પાણી પીવા પ્રયત્ન કર્યાના દાખલા મ્હેં ઘણા અનુભવ્યા છે.

આ બાબતમાં પણ એમજ બન્યું હતું. ?

હા મને લાગે છે કે એમજ હતું, અને એના વા- ... ગતીથી તે ઓરડામાં રાત્રે બનેલ બનાવનો ... માંથી શોધી કાઢવાને સમર્થ થઇશ.

આ શિવાય દોરડાની નીસરણી અને ભિંતપર પગના પડેલા નીશાન શીવાય વધુ કાંઇ પણ પુરાવો મને મળ્યો નથી. અવન્તિસુંદરીના વર્તનપરથી મને જણાય છે કે ખુન કરનારને તે ચ્હાય છે અને તેથીજ તે ત્હેને છુપાવવા માગેછે. અને તે છતાં તે અવન્તિસુંદરીને નહી પણ સચિવિનીને મળવા આવ્યો હતો તે જાણી મ્હને આ બાબતમાં ગુંચવાડો લાગે છે. ત્હેને બદલે તે પોતાનો જીવ આપવાને પણ તૈયાર થશે. પણ કાંઇ નહી આ નાના શકડા મુછના વાળથી તે માણુસનો પતો હું સુરસપુરમાંથી ગમે તે પ્રકારે મેળવી શકીશ.

આ છેલા જુસ્સામાં બોલેલા શબ્દો અવન્તિસુંદરી જે હવે શુધ્ધીમાં આવી હતી તેના કાને પડયા અને તે પથારીમાં બેઠી થઇ ગઇ.

ખોટું-ખોટું-તદન ખોટું-કોઇ પુરૂષે સચિવિનીને મારી નથી ઓરડામાં તે પુરૂશ આવ્યો હતો તે વાત ખરી પણ મારનાર તે નહતો મ્હારી વાત જરા સાંભળો પછી ત્હમારો સર્વ સંશય દુર થશે.

તમારા ઓરડામાં તે પુરૂષ આવતો હતો તે વાત તમે અત્યાર સુધી છાની રાખી નહી ? જરા ધુસ્સામાં આનંદલક્ષ્મીએ સવાલ કર્યો.

" એમાં કાંઇ અયોગ્ય નહોતું ત્હેની નાત જાત હું જાણું છું ત્હેને ઓળખું; તે ગરીબ હોવાને લીધેજ આમ છુપી રીતે આવતો હતો કોઇ શ્રીમંત હોતતો ઉઘાડે છોગે ગાડીઘોડામાં બેસીને આવત તો તે વખતે ત્હમે કોઇ કાંઇ બોલી શકત નહી.

સચિવિની ઉપર દયા ખાઇ આ પ્રેમની બાબતમાં

હું ત્હેમને મદદ કરતી હતી દોરડાનો દાદર તેટલાજ માટે બનાવ્યો હતો વસંત ઋતુમાં ત્યારે વાર આવતો હું ત્હેના-પર મોહિત થઇ ગઇ હતી છતાં તે સચ્ચિદાનીને ચહાતો હોવાથી મ્હારાથી તે ન બની શકવાથી હું જતી રહેતી હતી. કોઇ વાર હું જોડેના ઓરડામાં સંતાઇ રહેતી કલાકથી વધુ વાર તે કોઇ વખત રોકાતો નહોતો, અને વારંવાર ત્હેમની પ્રેમ ચેષ્ટા મારા સાંભળવા તથા જોવામાં ના આવે માટે હું દોરીના દાદરેથી ઉતરી બાગમાં જઇને બેસતી અને તે જતો ત્યારે પાછી ફરતી અને તે તરફ ધારી ધારીને જોતી પણ નહી. છતાં ત્હેને જતો દેખી મ્હારા પ્રેમનું સ્થાન અન્યને મળે છે તે વિચારે એકલી નીરાશાનાં આંસુ પાડતી. છતાં સચ્ચિદિની મારી સખી હોવાથી ત્હેને કાંઇ કહેતી નહોતી.

ગઇ રાત્રે પણ તેમજ બન્યું હતું. રાત્રે નવ વાગ્યા સુધી હું બાગમાં હતી નવ વાગ્યા અને હું ઉઠી મ્હારા ઓરડામાં આવવા દોરીના દાદર ચઢીબારીમાં પગ મુકયો અને સચ્ચિદિનીની ચીસ સાંભળી. સાંભળતાંજ મારા હૃદયમાં, શરીરમાં, થરેરાટ છુટી ગયો અને હું ધ્રુજી ઉઠી અને મ્હેં જોયું તો સચ્ચિદિનીને છતાપાટ ટેબલ પાસે પડેલી દીઠી; એટલુંજ નહી પણ તરતજ મેં આગલું બારણું ધીરેથી વસાતાં જોયું બહારથી તેને કોણ વાસતું હતું તે હું જોઇ શકી નહી પણ મ્હારી ખાત્રીછે કે મ્હારી માફક તે પુરૂષને ચ્હાનારી કોઇ અદેખી સ્ત્રી હશે, કે જેણે પોતાનું વેર લેવા માટે મ્હારી સખીને મારી નાંખી હશે."

બોલતાં બોલતાં બીજીવાર અવન્તિસુંદરી બેભાન અવસ્થામાં કોચમાં ઢળી પડી.

---

## પ્રકરણ ૩ જું.

### પ્રેમને પ્રેમ બદલો.



વળી ભલે તે એકલી સુતી ચાલો આપણે બીજા ઓરડામાં જઇએ મોહને કહ્યું અને તે અને આનંદલક્ષ્મી બીજા ઓરડામાં ગયાં અને ત્યાં તુરતજ , અવન્તિસુંદરીની સારવાર માટે ડાકટર પ્રમોદે પ્રવેશ કર્યો.

અવન્તિસુંદરીએ ભુલમાં ભુલમાં પેલા પુરૂષનું નામ આપણને જણાવી દીધું છે આનંદલક્ષ્મીને મોહને બીજા ઓરડામાં એકાન્ત મળતાં કહ્યું.

" કેવી રીતે ત્હેણે કહ્યું ! "

ત્હેણે કહ્યું નહિ કે તે માણસથી છડેચોક સચિવિની પાસે આવી શકાય તેમ નહતું ? આવી રીતે બધાને માટે આવવાને ના નહીજ પાડવામાં આવતી હોય અને ત્હેની મુછના ખાસ રંગના પ્રકારથી ત્હેને ઓળખી કાઢવો કાંઇ જ મુશ્કેલ નહી પડે.

મી. મોહન આ બાબતમાં મ્હને નવાઇ લાગે છે ? ત્હેમે શુ કહેવા માગો છો !

સચિવિની પાસે કોઈ પુરૂષને ન આવવા દેવાને માટે ખાસ કહેવામાં આવ્યુ નહતું આ બાબત મ્હનેજ સોંપવામાં આવી છે અને પ્રમુખ નવિનચંદ્ર એ બાબત વિષે વધુ જાણે છે ચલો આપણે તેને પુછીએ.

તેઓ ગયાં અને પ્રમુખ નવિનચંદ્રને પુછતાં પણ તેજ ખુલાસો મળ્યો.

ત્યારે અવન્તિસુંદરીએ નપગી તો નહી મારી હોય ? મોહને પ્રશ્ન કર્યો.

ચાલો આપણે ત્હેને જઇને પુછીએ.

બંને અવન્તિસુંદરીને જ્યાં સુવાડવામાં આવી હતી તે ઓરડા તરફ ગયાં અને રસ્તામાંજ તેમને ડા. પ્રમોદ ગભરાટમાં ઉતાવળથી સામા આવતા મળ્યા.

કેમ ડાક્ટર સાહેબ શું છે ?

અરે ! તે એટલામાં ક્યાં જતી રહી ? ત્હેને શું થયું ? ?

કોણ ?

અવન્તિસુંદરી ! !

શું અવન્તિસુંદરી ઓરડામાં નથી ? મોહને સ્હેજ ઉતાવળમાં પુછયું. ના—હું ઓરડામાં જઇ જોઉછું તો બીછાનું ખાલી—ડા. પ્રમોદે પણ ઉતાવળમાંજ જવાબ આપ્યો.

અરે ! પણ અમે હમણાંજ અવન્તિ પાસેથી આવ્યાં અને એટલામાં તે કયાં સટકી ગઇ હશે ? આનંદલક્ષ્મીએ પણ સ્હેજ વિસ્મયતાથી પ્રશ્ન કર્યો.

ઉભા રહો હું શોધી લાઉંછું કહી વિધુત વેગથી મોહને બાગ તરફ જવા માંડ્યું. અવન્તિનાં ઉતાવળથી પડેલ પગલાં ત્હેણે તુરતજ ઓળખી કાઢ્યાં અને જોત જોતામાં ઝાંડોની ઘટામાંથી બહાર નીકળી કોલેજના ઝાંપા આગળ જતાં મોહને અવન્તિસુંદરીને જોઇ થો ડીવારમાં ડોની ઘટામાં ફરી તે અદૃષ્ય થઇ ગઇ અને વળી સરીયામ રસ્તાપરની વાડની છાયામાં ત્હેનાં વસ્ત્રનો ઉડતો ભાગ દેખાયો.

તેણે અત્યારે સાદપટર લુગડાં પહેરી લીધાં હતાં, વળી જેમ બને તેમ કોઇની દૃષ્ટી ન પડે તેમ તે ચાલતી હતી વળી પછી તે સંતાઇ. થોડીવાર પછી જ્યાં તે સંતાઇ હતી તે તરફ એક નાનો છોકરો આવતો મોહને પોતાની સંતાવાની જગામાંથી દીઠો તુરતજ તે હેની વધારે ને વધારે પાસે આવતો ગયો પણ વિચારવમળમાં ગુંથાએલ અવન્તિસુંદરીને તે આટલો બધો પોતાની સમિપ છે તેનું બીલકુલ ભાન નહોતું.

અવન્તિ સુંદરીએ પેલા નાના છોકરાને પાસે બોલાવ્યો તેના હાથમાં પાવલી મુકી તે બોલી છોકરા હું આપું તે ચીઠી તુરત આ પાસેના સુરસપુરમાં પહોંચાડીશ ?

હા બેન લાવોને હું ત્યાંજ જઉછું.

ઠીક તો લે પણ જેનુ-નામ ઉપર લખ્યું છે હેનેજ આપજે અન્યને ના આપતો કહી જેવી તે ચીઠી પેલા છોકરાને આપવા જતી હતી તેવામાંજ જેમ કોઇ સમડી ઝડપથી કાંઇ ચીજ લઇ લે તેવી રીતે મોહને એ ચીઠી પોતાના હાથમાં લઇ લીધી.

પોતાની ખાનગી ચીઠી આમ એકાએક મોહનના હાથમાં જઇ પડવાની સાથે અવન્તિસુંદરીથી બુમ પડાઇ જવાઇ અને સર્વ રહસ્ય જણાઇ ગયું જાણી તે બે બાકળી બની ગઇ.

મોહને તુરતજ સીસોટી વગાડી અને પ્રમુખ નત્રિનચંદ્રનાં બે માણસ ત્યાં સંકેત પ્રમાણે આવ્યાં હેમના હાથમાં અવન્તિસુંદરીને સોંપી હેની બારીક તપાસ રાખવાની ભલામણ કરી મોહન એકદમ સુરસપુર જવા માટે નીકળ્યો.

ચાલતાં તેણે સરનામું વાંચ્યુંઃ—

રા. રા. મુગટલાલ માણેકલાલ,

હીરાશેરી,

**સુરતપુર.**

ચીઠી ઉઘાડી—અને નીચે પ્રમાણેનું લખાણ હું. વાંચવામાં આવ્યું.

પ્રિય મુગટ

આપ મોટા સંકટમાં આવી પડ્યા છો. આપને હાલ તુરત બચાવવાને મ્હેં એક બનાવટી વાત કહી જો કે હું તો આપને નિર્દોશજ માનું છું છતાં આ ગુન્હેગાર હોતો, આ પત્ર પહોચતાં ગમે તો પૃથ્વીના પડમાં પણ સંતાઇ જજો. આ પ્રમાણે કરવાનું આપને કાંઈ કારણ હશે અત્યાર સુધી મ્હેં આપને મ્હારા હૃદયના પ્રભુ અને તનના માલેક માન્યા છે. આપ ખુની હો વા નહો પણ આપને બચાવવા એ મ્હારી પ્રથમ ફરજ ગણું છું—જે ઘાથી અન્યના પ્રાણ લેવાયા છે તે જો આ દેહપર પણ પડવાનો હોત તોપણ હું ખરાદિલથી તે બાબતની આપને માફી આપુ છું—લી. અ.

વાહ ? શું. વિચીત્ર પ્રકારની ચીઠી લખી છે અને અવન્તિસુંદરી આ પ્રમાણે લખે તે સ્વભાવિક છે " ખુન થયું કે ઉપર આવીને તે વખતે આગલું બારણું મ્હેં વસાતું જોયું કોઇ સ્ત્રીયે ઇર્ષાથી સચિવિનીનું ખુન કર્યું હશે " વિગેરે વાત જે ત્હેણે મ્હને પ્હેલાં કહી હતી તે આ માણુસનું પાપ ગુપ્ત રાખવાને માટેજ વાહ ઠીક થયું તે ફોગટ ફરયું બાકી " આગલું બારણું મ્હેં વસાતાં જોયું " એ વાતે મ્હને બહુ ગુંચવાડામાં નાંખ્યો હતો.

જરા પણ મુસ્કેલી વગર મોહને મુગટલાલનું ઘર શોધી કાઢયું તેનાં માત પિતા સાધારણ સ્થીતીનાં હતાં.

ઘર ન્હાનું પણ સ્વચ્છ અને સુંદોર હતું પુછતાં હેને જવાબ મળ્યો કે મુગટતો બ્હાર હજાગત કરાવા ગયો છે. કયાં ? કોની દુકાને મોહને સવાલ કર્યો.

જાણ્યું કે રસ્તો ભાઇ આજકાલના સુધરેલા જુવાનીયાઓ વાળ કપાવતાં, સેંથા પાડતાં, શીખ્યા એટલે બીજે તો કયાં પણ પેલા **ભોગીઆની** દુકાને ગયો હશે.

ઠીક મ્હારે ત્હેમને એક ચીઠી આપવી હતી તે ખાનગી અને કામની હતી માટે મ્હારે આટલી પુછપરછ કરવી પડી માફ઼. કહી મોહને રજા લીધી.

ઝપાટાપુર **ભોગીઆની** દુકાનનો ત્હેણે પત્તો મેળવ્યો અને જેવો તે તેનાં પગથાઆંપર ચડે છે તેવોજ તેણે મુગટલાલને આવતો દીઠો તે ઉંચો અને તેની મુછો રેશમ જેવી ચળકતી અને ભુરી દેખાતી હતી તેની મુખમુદ્રા ચીન્તાતુર હતી અને ધીમે પગલે તે આવતો હતો.

જેમ બને તેમ ત્હેના મુખ પાસે જઇ ત્હેની મુછની બારીક તપાસ થાય તો ઠીક એ વિચારે તે એકદમ દુકાને ગયો **ભોગીયાને** પોતે કોણ છે તે પોતાનો ચાંદ દેખાડી કહ્યું અને એકદમ ત્હેનાં લુગડાં પોતાને પહેરવાને આપવા કહેતાં એક બે મિનીટમાં મોહન ભોગીયાના સ્વરૂપમાં ઉભો રહ્યો.

ચાલ ચાલ **ભોગીયા** મ્હારે ઉતાવળ છે આવનારે કહ્યું.

ખુરસીપર બીરાજો હું આ આવ્યો ભોગીયા જેવો અવાજ કાઢી મોહને કહ્યું—

આવનાર ખુરસીપર બેઠો તેણે આંખો મીચેલીજ રાખી કૃત્રીમ ભોગાયો સર્વે સાહીત્ય સાથે ત્યાં આવ્યો—

પાસે જતાં—હજામત કરવાની તૈયારી કરતાં હેણે મુછના વાળ બારીકીથી તપાસ્યા અને આજ સચિવિનાનો ખુની મુગટલાલ એમ મન સાથે નીશ્ચય કરી વાર્તા કહેવા માંડી.

સાહેબ કાલે રમ્યનગરમાં બહુજ વિચિત્ર બનાવ બન્યો. શું વારૂ ? પેલા એ આંખ મીચીનેજ જવાબ આપ્યો. એક ખુન થયું છે.

ખુન ? કોનું અલ્યા ?

કોઇ એક બાળાનું—અને ખુનીને પકડવાનો પુરાવો એક હજામ તરફથી મળ્યો છે. વાત એમ બની કે ખુની ખુન કરીને પાણી પીવા ગયો હશે ત્યાં પંવાલાપર તેની મુછનો એક વાળ ચોંટી રહ્યો હશે—તે વાળ આવો હતો કહી મોહને બરોબર સરખાવવાને પોતાની પાસેનો વાળ કાઢ્યો.

જ્યારે ખુની હજામત કરાવા આવ્યો ત્યારે હજામે આમ કરી તેની મુછમાંથી એક વાળ તાણી કાઢ્યો કહી મોહને આવનારની મુછમાંથી પણ ખરેખર વાળ ખેંચી કાઢ્યો.

હં પછી ? પેલાએ આંખો મીચીનેજ જવાબ આપ્યો. તું પાણી ચોપડવાને બદલે હજામત કરતાં કરતાં વાત કરતો જાય તો ઠીક.

વારૂ સાહેબ તેમ પણ સાંભળો તો ખરા. પછી પેલા હજામે બેઉ વાળ સરખાવ્યા અને સરખી લંબાઇના સરખાજ સુંવાળા અને એક રંગનાજ જણાયા. વારૂ પછી ?

પછી શું તે માણુસને પકડવામાં આવ્યો–અને તે-ટલાજ માટે મ્હારા મેહેરબાન સાહેબ આંખ ઉઘાડો હું ત્હમને સચિવિનીના ખુની તરીકે કેદ કરૂં છું મોહને વાકયપુરૂં કર્યું.

તોપમાંથી ગોળો છુટે તેમ ખુરશીપરથી હજામત કરાવનાર ઉભો થઇ ગયો. ખુની તરીકે ત્હેની કબુલાત લેવાની કાંઇ જરૂર રહી નહોતી. તેની મુખમુદ્રાજ તે વાત સ્પષ્ટ કહી આપતી હતી.

આમ ઓચિંતોજ ઝપટમાં આવી જવાથી ત્હેના ચહે-રામાં કાંઇ અવનવિનજ ફેરફાર એકાએક થઇ ગયો હતો. અને આમ ઓચિંતા પકડાઇ જવાથી કીયો ધૈર્યવાન પુરૂષ પણ હીમત ના હારી જાય ? ત્હેણે આંખો ઉઘાડી અને મોહને ટેબલ પર મુકેલો અસ્ત્રો ત્હેણે એકદમ ઉપાડી લીધો.

વિજળીક ઝડપે મોહને તેના હાથ પકડી લીધા. જબરી ઝપાઝપી થઇ પણ મોહન જેવા જોસાવર બાંધાના માણસ સાથે ત્હેનું કાંઇ ચાલ્યું નહી એક હાથના આંબળા સહીત ત્હેણે ત્હેને હેઠો નાંખી દીધો અને બોલ્યો મારા મહેરબાન મુગટલાલ.

“ આપને શોધવું–શું કામ પડ્યું છે આ રહ્યો હું મુગટલાલ આપની પાછળજ.” દીવાનખાનામાં આવનારે બીજા પુરૂષે મોહનને ભર બચકામાં નાંખી દીધો અને પોતાના ધંધા-માં આંટેલો ભલો પ્રવિણ છતાં જરા બાને ચુક્યો. અસલ મુગટલાલને ડબાવી રાખી, તે નવિન આવનાર મુગટલાલ તરફ ફર્યો અને જોયું તો ત્હેની મુછો પણ ભુરા હતી પણ આના જેવી સુવાળી ચળકતી અને લાંબી ન હતી તે વિચારસાગરમાં ગોથાં ખાતો હતો એટલામાં અસલ બોગીગો હજામ ત્હેને બ્હાર આવવાનું ના કહેવામાં આવ્યું હતું તે છતાં આ બનાવ જોઇ બહાર નીકળી આવ્યો.

અલ્યા આ કોણ છે ? મોહને અસલ મુગટલાલ જે હાલમાં અબો હાથમાં લઇ ઉભો હતો તેના તરફ આંગળી કરી ભોગીયાને પુછ્યું.

આ—એતો મુગટલાલ નહી પણ નટવરલાલ છે લાલ-લહેરી છે અને આખું ગામ ત્હેમને ઓળખેછે મુગટલાલ તો આ રહ્યા નવિન આવનાર પુરૂષ તરફ ભોગીઆએ આંગળી કરી જવાબ આપ્યો.

વારૂં ત્યારે નટવરલાલજી હું ત્હમને સચિત્રિનીના ખુન કરવાના ગુન્હા માટે કેદ કરૂં છું.

મ્હને કેદ કરવાને કોણ સમર્થ છે. ખુન મ્હેં કર્યું છે—અને તે આવી રીતે, કહી ,ઉછાળો મારી અબાનું ચ-કચકિત પાનું ત્હેણે પોતાના હૃદયમાં ખોશી ઘાલ્યું—અને તુરતજ પ્રાણુરહિત થઇ ત્હેનું શરીર ભોંયપર પડ્યું.

આ નામોની ભુલ તથા અણસમજ—શાથી થઇ તે મોહનને તુરતજ જણાઇ આવ્યું.

લ્હેરીલાલા નટવરલાલ અને સચિત્રિની અરસપરસ પ્રેમી બન્યાં હતાં પાછળથી માલમ પડયું તે પ્રમાણે તે-ઓએ ખાનગી ગાંધર્વ લગ્ન પણ કર્યું હતું.

લગ્ન વખતે સચિત્રિનીનો બાપ સટ્ટામાં જીતેલો હોવાથી પુશ્કળ ધનાઢ્ય બન્યો હતો—અને નટવરલાલે તે પૈ-સાનીજ ખાતર પોતાનો પ્રેમ સચિત્રિની ને બતાવ્યો હતો. એતો જમાઇ થતાંજ પેહેલું સસરાનું તે પછીથી પોતાની પ્રિયાનું કાટલું કાંઢી નાંખવાનો ત્હેણે પ્રથમથીજ નીશ્ચય કર્યો હતો. પરણ્યા બાદ જમાઇ તરીકે બહાર પડવાનો યોગ્ય લાગ તે ખોળતો હતો પણ એકાએક સચિત્રિનીના બાપને મોટી ખોટ આવી અને પાછો તે ગરીબ થઇ ગયો. પોતાની ખુબસુરતીથી અન્ય કોઇ તવંગર છોકરીને

આંજી પોતાની નતિ પ્રિયતમા બનાવવાના ઇરાદાથી સચિ-
ત્રિનીને હવે દુર કરવી યોગ્ય ધારી હેણે તેનું ખુન કર્યું હતું. સચિત્રિનીએ પોતાની અને પોતાના આ પ્રિયતમની વાત અવન્તિસુંદરીથી છાની રાખી હતી કારણ નટવરલાલ કે જેને એક લ્હેરી લાલ તરીકે સર્વ કોઇ ઓળખતાં હતાં તેને અવન્તિસુંદરીએ સચિત્રિની પાસે જવા દીધોજ ના હોત અને તેથીજ સચિત્રિનીએ હેને એમ સમજાવ્યું હતું કે હેનો પ્રિયતમ તો મુગટલાલ હતો કે જેને અવન્તિસુંદરી ખરા દિલથી ચ્હાતી હતી.

પોતાની પ્રિતીના સ્થાનને સચિત્રિની પણ ચહાય છે અને સચિત્રિનીને પણ મુગટલાલ ચહાય છે એમ અવન્તિસુંદરીની ખાતરી થતાં પોતાના હૃદયમાં કાંઇ ના લાવતાં આ પરદુઃખભંજનસુંદરીએ પોતાની મુગટલાલ પ્રત્યેની પ્રિતનું ગમે તે થાય, તો પણ પોતાની સખી અને પોતે મન ધારેલા પ્રિયતમને સુખી કરવાને હેમને એકાન્ત સ્થળ આપતી હતી.

નટવરલાલને આ બાબતની ખબર સચિત્રિની તરફથી મળી હતી અને તેથી પોતે કરેલું ખુન મુગટલાલને ગાથે સ્વાભાવિક રીતે અવન્તિસુંદરી નાંખી દેશે એ ધારણાથીજ ખુન કરીને પણ તે પોતાના ગામમાં નિશ્ચિંત રહ્યો હતો. અવન્તિસુંદરી એમ જાણતી હતી કે પોતાનો ધારેલો પ્રિયતમ મુગટલાલજ. રાત્રિએ છાનો માનો સચિત્રિની ને આવે છે. સચિત્રિનીના કહેવાપર તેને [illegible] હતે
જ હેણે મુગટલાલપર ચેતવણી

સ્વાર્થી !

સગીને પ્રિયત[illegible]

શીરોમણી અવન્તિસુંદરીને પ્રભુએ હેના પ્રેમનોને નીખાલસ હૃદયનો બદલો આપ્યો.

મુગટલાલ અવન્તિસુંદરીને ચ્હાતો હતો—હમેશાં યાદ કરતો હતો, અને તે શા ઉપાયે પ્રાપ્ત થાય તેનો વિચાર કરતો હતો છતાં બેચાર વખત અવન્તિસુંદરીની બારીમાંથી છાનો માનો નટવરલાલને બ્હાર આવતાં જોયાથી, અવન્તિ અન્યને ચ્હાય છે અને મ્હને ચ્હાતી નથી તે વિચારથી—મૌન રહ્યો હતો.

ઉપરના હૃદયભેદક બનાવે આ ભેદ ખુલ્લો કર્યો. અવન્તિસુંદરીની સંગતિથી પ્રમુખ નવિનચંદ્ર—વડી સ્ત્રી શીક્ષક આનંદલક્ષ્મી, તથા અવન્તિસુંદરીની સહાધ્યાયી સર્વ બેનપણીઓનાં સન્મુખ હેનાં માત પિતાએ તે ઉચ્ચ હૃદયની ઉમદા કેળવણી પામેલી મનોહર કન્યાનો હાથ તેના હાથને લાયક નિખાલસ હૃદયના ઉત્તમ પુરૂષ મુગટલાલના હાથમાં સોંપ્યો. અને પ્રથમથીજ પ્રેમ ઘેલાં થએલાં આ યુવક યુવતિએ પતિ પત્નિ તરીકે આ સંસારનું સ્વર્ગિય સુખ ભોગવ્યુ અને **रत्नं रत्नेन संगच्छते** એ અનુપમ કહેવતને સત્યતા મેળવી.

